પત્રિકા પાંચમી

૧૩૮૭૪

# સ્વરાજ્ય આશ્રમ પત્રિકા

[બારડોલી, મિતિ સં. ૧૯૮૪ના માઘ શુદ ૧, સોમવાર]

## છઠ્ઠી રાનીપરજ પરિષદ

ખાનપુર રૂપવાડામાં પાંચમી રાનીપરજ પરિષદ ગાંધીજીના પ્રમુખપણા નીચે મળી હતી તેને એક વર્ષ પૂરૂં થવા આવ્યું છે. હવે આ વર્ષે છઠ્ઠી પરિષદ ભરવાની તૈયારીઓ ચાલુ થઇ ગઇ છે.

આ વર્ષે પણ ગાંધીજીએ પરિષદમાં આવવાનું કબૂલ કર્યું છે. કાંતનારા ભાઇઓ અત્યારથી જ પોતાની તૈયારીમાં રહે.

આ વર્ષની પરિષદ માટે મહુવા તાલુકાનું પૂના ગામ પસંદ કરવામાં આવ્યું છે, કે જ્યાં હમણાં જ રાનીપરજ આશ્રમ ખોલવામાં આવ્યો છે. પરિષદ ઘણું કરીને ફાગણ શુદ ૧૦—માર્ચની ૧ લીએ મળશે, પણ ચોકસ મિતિ પાછળથી જાહેર ખબર મારફત જણાવવામાં આવશે.

## રાનીપરજ વિદ્યાલય—બારડોલી

આ વિદ્યાલયમાં નવા વિદ્યાર્થીઓ આવતી ચૈત્ર શુદ ૯ એટલે કે રામનવમીને દિવસે લેવામાં આવશે. વિદ્યાર્થીઓની અરજીઓ ફાગણ શુદ ૧૫ સુધીમાં આચાર્યને પહોંચાડી દેવી જોઇએ. વિદ્યાલયની યોજના તથા અરજીપત્રક કાગળ લખીને મગાવી લેવાં.

ગુજરાત ... ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

# રાનીપરજમાં રેંટિયો

બારડોલી તાલુકામાં અને તેની આસપાસના વ્યારા, મહુવા, માંડવી વગેરે તાલુકાઓમાં વસતી રાનીપરજ કોમોમાં સં. ૧૯૮૩ ના વર્ષમાં રેંટિયાની પ્રવૃત્તિ કેટલી થઇ તેનો અહેવાલ અહીં રજુ કરવામાં આવે છે. આ પ્રયોગમાં ભાગ લેનારાં રાનીપરજનાં માત્ર ૧૦૬૨ જ કુટુંબો છે, છતાં નીચેના આંકડાઓ ઉપરથી એટલું જોઇ શકાશે કે રાનીપરજમાં રેંટિયાનો પ્રયોગ ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો ગયો છે.

સં. ૧૯૮૦ માં વેડછી ખાતે આશ્રમ સ્થાપન થયો ત્યારથી રેંટિયાનું કામ વ્યવસ્થિત રીતે ચાલતું થયું, જોકે તેનું મંડાણ તો કંઇક તે પહેલાંનું છે. નીચે આ આશ્રમના સં. ૧૯૮૦ પછી થયેલા સાહિત્યોના ઉપાડના આંકડાઓ વર્ષમાં પ્રગતિ બતાવવા આપ્યા છેઃ

## વેડછી આશ્રમનું સરંજામ વેચાણ

| વેચાણ | સં. ૧૯૮૦–૮૧ | સં. ૧૯૮૨ | સં. ૧૯૮૩ |
|---|---|---|---|
| રેંટિયા | ૩૮૮ | ૭૦ | ૪૪૧ |
| ત્રાકો | ૪૬૬ | ૧૦૩ | ૬૦૭ |
| કામઠી પીંજણો | ૭૫ | ૧૪ | |
| મોટી પીંજણો | ૧૪ | ૨૫ | ૨૩ |
| ચરખા | ૨૩ | ૧૪ | ૧૬ |
| સાળ | ૧ | ૩ | ૧ |

ચાલુ વર્ષમાં બધાં મથકોથી થયેલું કુલ વેચાણ નીચે મુજબ છેઃ

## સં. ૧૯૮૩ નું વેચાણ (રાનીપરજમાં)

| વેચાણ | વેડછીમાં | બારતાડમાં | બારડોલીમાં | કુલ |
|---|---|---|---|---|
| રેંટિયા | ૪૪૧ | ૧૨૬ | ૪૫ | ૬૧૨ |
| ત્રાક | ૬૦૭ | ૨૦૦ | ૫૦ | ૮૫૭ |
| પીંજણ મોટી | ૨૩ | ૨ | ૭ | ૩૨ |
| ચરખા | ૧૬ | | ૧૪ | ૩૦ |
| સાળ | ૧ | | ૧ | ૨ |

રાનીપરજ લોકો રેંટિયા લઇ જઇને માત્ર ઘરની શોભામાં જ વધારો કરે છે એમ નથી. તેઓ રેંટિયો લઈ જાય છે તે તેનો લાભ

... ... ... જાય છે, અને લઇ ગયા પછી ચાલતો રાખે છે. અમારાં જુદાંજુદાં મથકોએ કેટલું સૂતર વણાવા આવ્યું તેના વર્ષવાર આંકડાઓ અને તાલુકાવાર પૃથક્કરણ નીચે આપ્યાં છે:

## સૂતરની આવક

| વર્ષ | વેડછીમાં રતલ | સરભણમાં રતલ | બારડોલીમાં રતલ | મઢીમાં રતલ | કુલ રતલ |
|---|---|---|---|---|---|
| ૧૯૮૦ | ૧૬૩ | | | | ૧૬૩ |
| ૧૯૮૧ | ૮૩૦ | | | | ૮૩૦ |
| ૧૯૮૨ | ૨૧૦૨ | ૨૧૧ | ૩૭૫ | | ૨૬૮૮ |
| ૧૯૮૩ | ૪૭૬૦। | ૨૦૪૮॥ | ૧૦૦૬॥। | ૫૨૩॥ | ૮૩૩૯ |

## તાલુકાવાર પૃથક્કરણ

| તાલુકો | કાંતનારાં ગામો | કાંતનારાં કુટુંબો | ૨૦થી૩૦ રતલ કાંતનાર | ૩૦થી૪૦ રતલ કાંતનાર | ૪૦થી વધુ કાંતનાર | કુલ કંતાયેલું સૂતર |
|---|---|---|---|---|---|---|
| બારડોલી | ૨૫ | ૧૯૬ | ૯ | ૨ | ૩ | ૧૫૯૫॥ |
| વ્યારા | ૩૭ | ૨૯૮ | ૯ | ૪ | ૧ | ૧૯૪૪ |
| મહુવા | ૩૬ | ૪૮૯ | ૨૫ | ૭ | ૩ | ૪૧૭૪॥। |
| સોનગઢ | ૨ | ૭ | | | | ૩૮॥। |
| માંડવી-માંગરોળ | ૧૯ | ૭૨ | ૬ | ૧ | ૧ | ૫૮૬ |
| કુલ | ૧૧૯ | ૧૦૬૨ | ૪૯ | ૧૪ | ૮ | ૮૩૩૯ |

સં. ૧૯૮૨ અને ૧૯૮૩ના આંકડાઓ સાથે મૂકીને વાંચવા જેવા છે:

| કાંતનારની વિગત | સં. ૧૯૮૨ | સં. ૧૯૮૩ |
|---|---|---|
| કેટલાં કુટુંબોએ કાંત્યું ? | ૩૨૦ | ૧૦૬૨ |
| કેટલા રતલ કાંત્યું ? | ૨૭૩૬ | ૮૩૩૯ |
| ૨૦ રતલ ઉપરાંત કાંતનારાં કુટુંબો | ૨૪ | ૭૧ |

અહીં લક્ષમાં રાખવાની જરૂર છે કે આ કુટુંબોએ બીજો બધો કામ-ધંધો છોડીને ખાલી કાંતવાનો જ ધંધો સ્વીકાર્યો છે એમ નથી. તેઓ બધા ખેડૂતો છે. ચોથા પાના પરની યાદી ઉપરથી જોઇ શકાશે કે તેઓએ જેટલા શેર સૂતર કાંત્યું છે તેના કરતાં વધારે વીઘાં જમીન ખેડી છે:

# વધુ કાંતનારાઓની વિગતવાર નોંધ

| નામ | ગામ | કંતાયેલા સૂતરનું વજન રતલ | ખેડેલી જમીન | ઘરમાં માણસ |
|---|---|---|---|---|
| રણછોડભાઇ ચીમટાભાઇ | ટોકરફળિયું | ૭૬ | ૮૧ | ૨૬ |
| કલ્યાણભાઈ મુડિયાભાઈ | સગરામપરા | ૭૬ | ૨૦૦ | ૪૫× |
| સોમાભાઇ બાવાભાઇ | વેડછી | ૬૭ | ૪૫ | ૧૧* |
| રણછોડ ભીખા | ભડકુવા | ૬૦ | આંકડા મળ્યા નથી. | |
| પાંચિયા દેવિયા | ભેડકુવાદૂર | ૫૧ા | ૧૫૦ | ૩૨§ |
| બાબર છીબા | પૂના | ૪૬ | ૬૦ | ૧૫ |
| માણિયા ભીખા | ટોકરફળિયું | ૪૫ | ૮૦ | ૨૦ |
| નારસિંગ ઉગદા | મવરિયા | ૪૦ | ૧૦૦ | ૧૬ |
| કોલિયા મના | બેડચીત | ૩૮ | ૨૫ | ૬ |
| ગામતા સોમલા | કોલી | ૩૮ | ૬૦ | ૧૮ |
| રણછોડ જમના | બારતાડ | ૩૭ા | ૩૦ | ૧૮ |
| રાયસિંગ મકન | દાતરડી | ૩૭ાા | | |
| નરસિંહ રૂપલાભાઇ | વેડછી | ૩૬ | ૮ | ૪૫* |
| હરજી વેલજી | માસીસાદડા | ૩૫ાા | ૩૫ | ૧૦ |
| ગોમજીભાઇ લાલભાઇ | વેડછી | ૩૪ | ૨૫ | ૬ |
| મદારી મથુરભાઈ | દાતરડી | ૩૨ાા | | |
| છબ્બુ બાપુડિયા | ફુલવાડી | ૩૨ા | | |
| છગદા લાલા | રાઠવાવ | ૩૧ાા | ૧૦ | ૨૫ |
| વસલા લખિયા | ખાનપુર | ૩૧ાા | કેવળ મજૂર | |
| છગન વેસ્તા | ખાનપુર | ૩૧ા | ૬૦ | ૧૮ |
| કસના દાનિયા | દાતરડી | ૩૦ | | |
| માણુસિંગ બુધિયા | મવરિયા | ૩૦ | ૧૫૦ | ૨૦ |

× કુટુંબના બે જણ વણાટકામ કરે છે.

* કુટુંબનો એક જણ વણાટકામ કરે છે.

§ એક જણ વણાટકામ શીખે છે.

† એક છોકરો વણાટકામ શીખે છે.

આ ૨૨ રેંટિયાભક્તોમાં શિરોમણિ ટોકરફળિયાના ભાઈ રણછોડભાઇ ચીમટાભાઇ છે. તેમને વિષે નવાઇની વાત એ છે કે તેમણે માત્ર આ વર્ષથી જ રેંટિયો પોતાને ત્યાં દાખલ કર્યો છે, અને એક જ વર્ષમાં સૌથી વધારે કાંતનાર તરીકે પંકાયા છે. તેમના સંબંધમાં વધારે હકીકત જાણવી આવકારલાયક થઈ પડશે. આ ભાઈ રાનીપરજમાં ચોધરી કોમના છે. તેઓ કંઇક ભણેલા પણ છે, અને ઘરના આવકખર્ચના ચોકસ આંકડાઓ રાખનારા છે. તેમની સાથે થયેલી વાતચીતનો સાર પ્રશ્નોત્તરી રૂપે ઉતાર્યો છે:

## એક વધારે કાંતનાર ભાઇની વિશેષ હકીકત

૧. તમારૂં નામ? — રણછોડભાઇ ચીમટાભાઇ.

૨. તમારૂં ગામ? — ટોકરફળિયું, તા. બારડોલી.

૩. સં. ૧૯૮૩માં તમે કેટલું કાંત્યું? — ૭૬ રતલ.

૪. સં. ૧૯૮૨માં તમે કેટલું કાંત્યું? — ૦ રતલ.

૫. તમારા ઘરમાં કેટલાં માણસો છે? — ૬ પુરુષો + ૬ સ્ત્રીઓ+૧૪ બાળકો=કૂલ ૨૬.

૬. તેમાંથી કેટલાંને કાંતતાં આવડે છે? — ૧૨ જણને.

૭. રેંટિયાને લગતાં સાહિત્યો ઘરમાં કેટલાં વસાવ્યાં છે? — ૧૨ રેંટિયા; ૧ પીંજણ; ૧ ચરખો.

૮. કેટલાં વીઘાંની ખેતી કરી? — ૪૫ વીઘાં કપાસ + ૨૫॥ વીઘાં જુવાર + ૧૦॥ વીઘાં કચારી=કૂલ ૮૧ વીઘાં. તે ઉપરાંત ૪૫ વીઘાં પડતરમાંથી ઘાસ કાપ્યું.

૯. સં. ૧૯૮૨માં તમે કેટલાનું કાપડ ખરીદ્યું? — રૂ. ૧૦૬નું પુરુષો માટે +રૂ. ૩૦ નું બૈરાંઓ માટે = કૂલ રૂ. ૧૩૯નું.

૧૦. સં. ૧૯૮૩ માં (રેંટિયો વસાવ્યા પછી) કેટલું કાપડ ખરીદ્યું? — રૂ. ૩)≡ ની ૩ પોતડીઓ + રૂ. ૧॥ નું ડગલાનું કપડું = કૂલ રૂ. ૪॥≡નું.

૧૧. એક વર્ષમાં રેંટિયાને પ્રતાપે કુટુંબે કેટલું બચાવ્યું? — મારી બચતનો હિસાબ આ રહ્યો:

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૪૦) | કુટુંબમાં વપરાતા કાપડના બચવા પામ્યા. | ૩૭ા | સૂતર રતલ ૭૬ કંતાયું તેમાં કપાસ મણ ૬ા વપરાયો તેના દર રૂ. ૬) લેખે. |
| ૭) | કપાસિયા મણ ૪ કપાસમાંથી રહ્યા તેના દર રૂ. ૧ા લેખે. | ૨૦ાા– | વણકરી ખાદી વાર ૧૯૦ ની દર રૂ. ૦)–ાા લેખે. |
| | | ૪ાા≡ | આ વરસમાં ખરીદેલા કાપડના. |
| | | ૬૩) | |
| | | ૮૪) | રેંટિયાથી થયેલી બચત. |
| ૧૪૭) | | ૧૪૭) | |

૧૨. તમારી નજીકના વેડછીમાં તો સં. ૧૯૮૦ની પહેલાંથી રેંટિયા શરૂ થઇ ગયા છે; તમે કેમ છેક ૧૯૮૩માં જ એનો સ્વીકાર કર્યો?— વેડછીને અને મારા ગામ ટોકરફળિયાને માત્ર એક માઇલનું જ છેટું છે. વેડછીમાં રેંટિયા દાખલ થયેલા તે હું જાણતો અને જોયાં કરતો. મેં દશેક વર્ષથી દારૂ તજ્યો છે. ખાંડ પણ દેશી જ વાપરૂં છું. પણ રેંટિયા પ્રતિ મને અશ્રદ્ધા હતી. કારણ કે મારા મનમાં મોટી શંકા હતી કે ખેતી સાથે રેંટિયો દાખલ કરવામાં આવે તો ખેતી બગડે જ. તેથી જ જોવા છતાં અને ઘણા ભાઇઓના કહેવા છતાં હું રેંટિયો વસાવતો નહોતો.

સં. ૧૯૮૩ના કારતક માસમાં ગોપાળદેવ સભા થઇ હતી ત્યાં હું આવ્યો હતો. તે સભામાં મેં સાંભળ્યું કે સોમાભાઇ બાબરભાઇએ ૫૦–૬૦ વીઘાં જમીન ખેડી અને ૫૭ા રતલ સૂતર કાંત્યું. આવા એક નહિ પણ ઘણા દાખલા જોયા કે મોટા ખેડૂતો પણ ૫૦–૬૦ વીઘાં જમીન ખેડવા સાથે ૨૫–૩૦ રતલ સૂતર કાંતી શક્યા છે. આ સાંભળ્યા પછી તરત જ વેડછી આશ્રમમાંથી એક રેંટિયો ખરીદ કર્યો. પછી જોયું કે આવડવું સહેલું છે. થોડી નવરાશ તો મળશે જ અને ઘરનાં માણસો

થોડાંથોડાં નવરાં બેસી રહે છે, અને સૌને એ થાક ખાવાનું સાધન લાગવા માંડયું. એકથી વધી ૧૨ સુધી રેંટિયા ઘરમાં ભેગા કર્યા અને આટલું ૭૬) રતલ સૂતર રમત રમતમાં રાત્રિના સમયમાં કાંતી નાંખ્યું.

૧૩. રેંટિયો ખરીદી કાંતવાનું કરવાથી ખેતીમાં કાંઇ નુકસાન થયું છે? અથવા ખેતીના કામમાં મજૂરીનું ખર્ચ કાંઇ વધારે થયું છે? કે બીજી કાંઇ અડચણ જણાઇ છે?— ખેતીનું કામ છોડીને અમે કાંતવા બેઠા જ નથી. આજે ઘરનો અમુક માણસ કાંતવાનું કામ કરે છે માટે મજૂર રાખ્યો હોય એવું બન્યું જ નથી. જ્યારે જ્યારે ખેતીમાં કાંઇ કામ ન હોય ને તદ્દન નવરા હોઇએ ત્યારે જ અમે આ સૂતર કાંત્યું છે. અને તેમાંનું મોટે ભાગે રાત્રે જ કંતાયેલું છે. રાત્રે અમારી પાસે કંઇ કામ હોતું જ નથી. રેંટિયો ખરીદી કાંતવાનું શરૂ કર્યું તેને અંગે ખેતીમાં કોઇ જાતનું નુકસાન થયું નથી.

૧૪. તમે કહો છો કે ઘણું સૂતર રાત્રે જ કંતાયેલું છે. ખેતરમાં દિવસભર કામ કરો અને રાત્રે કાંતવા બેસો ત્યારે તમે આરામ કયારે લો?— તમે ભણેલાઓ કામ કરી રહ્યા પછી વાંચવાનું કરો છો તેમાં થાક લાગે છે? મારા અનુભવ પ્રમાણે ભણેલાઓને વાચનાલય એ વિશ્રાન્તિનું સ્થાન છે તેમ અમો ખેડૂતોને આ રેંટિયો રાત્રે આરામ આપે છે. થાકયાપાકયા રાત્રે થોડી વાર કાંતીને સૂઇ જઇએ એટલે મીઠી ઊંઘ આવે છે. જ્યારે કાંતવાનું નહોતું ત્યારે પડયા પડયા ખાટલામાં આળોટતા અને જીવનમાં રસ જણાતો નહિ. આ મારા એક વરસના અનુભવથી કહું છું.

૧૫. આટલું બધું સૂતર એક જ વરસમાં તમારે ત્યાં કંતાયું તેથી ઘરનાં માણસો કંટાળ્યાં નહિ? તમે રેંટિયાથી કંટાળતા નથી?— જો એક જ માણસને આટલું બધું કાંતવાનું હોય તો જરૂર કંટાળે; પણ ઘરનાં બધાં જ કાંતે, જે નવરૂં હોય તે કાંતે તેમાં કોને ભાર લાગે? અમારા ઘરમાં ૧૨ જણને કાંતતાં આવડે. દરેક માણસે લગભગ ૬ા-૬ા શેર કાંત્યું એમાં એને શેનું વધારે પડે? અમારે તો રમતાં રમતાં જ ઘરનાં કપડાં નીકળ્યાં.

આમ કાંતણકામની પ્રગતિ થઇ રહી છે તે સાથે વણાટ પણ આગળ વધે છે. શરૂઆત શૂન્યમાંથી જ થઇ છે. હવે આ વર્ષમાં

કેટલા રાનીપરજ ભાઈઓને વણાટનું કામ મળ્યું અને એકંદર શી કમાણી થઇ તે આ નીચે આપેલા પત્રક ઉપરથી સમજાશે.

આ સાથે જણાવવું જોઈએ કે આ લોકોને વણાટનું કામ શરૂઆતનું હોવાથી ગુજરાતના બીજા વણકરો ઉપરાંત વણાટકામ કરનારને પહેલા વરસે રૂા. ૫, બીજા વરસે રૂા. ૪, એમ ક્રમવાર ઘટતી જતી મદદ અપાય છે. એ મદદ પણ આ કમાણીના આંકડામાં સામેલ છે.

કૂલ વણકરઃ ૨૧

સરેરાસ કામ કરનારઃ ૧૨

વણકરોને મળેલા કૂલ રૂા. ૧૭૩૭–૪–૦

સરેરાસ માસિક કમાણીઃ રૂા. ૧૨–૧–૦

## કેટલાક વણકરોની જાણવાજેવી વધુ વિગત

| નામ | ગામ | વરસની કૂલ કમાણી રૂ. આ. પા. | કેટલા મહિના કામ કર્યું | દર મહિનાની સરેરાસ કમાણી રૂ. આ. પા. |
|---|---|---|---|---|
| કોહ્યા દેવિયા | સગરામપરા | ૨૨૭–૪–૦ | ૧૨ | ૧૯–૦–૦* |
| હંસજી નરસિભાઇ | વેડછી | ૧૯૬–૪–૦ | ૧૨ | ૧૬–૪–૦* |
| નાનુભાઇ ભીખાભાઇ | ,, | ૧૭૫–૮–૦ | ૧૨ | ૧૪–૮–૦ |
| મગનભાઇ બનાજી | ,, | ૧૭૩–૮–૦ | ૧૨ | ૧૪–૮–૦ |
| નસરવાન માજણિયા | મવાચિયા | ૬૯–૦–૦ | ૬ | ૧૧–૮–૦× |
| મંગા ધનિયા | પાસીસાદડા | ૭૫–૦–૦ | ૮ | ૯–૪–૦† |

* મોટા ખેડૂત કુટુંબમાંનો એક છોકરો.

× ઢોર ચારવા જનાર ગોવાળિયો ઉંમર ૧૪-૧૫ વરસ.

† ખેતી સાથે વણાટ કરનાર.

આ સઘળા વણાટકામ કરનારા રાનીપરજ ખેડૂતોના છોકરાઓ જ છે. આ લોકોની કેટલીક જમીનો શાહુકારોને ઘેર હોય છે. અડધા ભાગે કરવા જમીન મળે. ઘરમાં માણસો વધારે હોય અને પૂરતા કામ વગર અથડાયા કરે એવાં કુટુંબોમાંથી વણાટનું કામ કરનારાઓ આ છે.

તેમાંયે એક ખેડૂત વણકરનું દૃષ્ટાંત ખાસ ધ્યાન ખેંચે તેવું હોવાથી આ નીચે વિગતવાર આપ્યું છે:

## ખેડૂત વણકરની વિશેષ વિગત

નામ: મંગાભાઇ ધનિયાભાઇ.

ગામ: માસીસાદડા.

ઘરમાં કૂલ માણસ ૮ છે, તેમાં ૧ મરદ, ૧ સ્રી અને ૬ છોકરા.

સાધન: રેંટિયા ૨; પીંજણ ૧; ચરખો ૧; સાળ ૧.

જમીન ખેડી: ૨ાા વીઘાં જુવાર + ૧૧ વીઘાં કપાસ + ૪ વીઘાં ભાત + ૧ાા વીઘાં નાગલી=કૂલ ૧૯ વીઘાં.

સૂતર કાંત્યું: કૂલ ૧૭ શેર.

કારતકથી જેઠ માસ સુધીના આઠ માસમાં વણાટમાં રૂ. ૭૫–૨–૦ પેદા કર્યાં.

આ ઉપરથી જોઇ શકાય છે કે ખેડૂતોને કાંતવાની તો નવરાશ મળે જ, પરંતુ મહેનતુ માણસ હોય તો નવરાશનો સમય વણાટમાં પણ ગાળી શકે છે. હવે જે ખેડૂત ભાઈઓ એમ કહે કે અમને કાંતવાનો સમય મળતો નથી, તેઓ પોતાની અંદર રહેલા પ્રમાદને જ જોઈ શકતા નથી એમ જ કહેવાય ને?

આ વર્ષમાં ગાંધીજીના પ્રમુખપણા નીચે પાંચમી રાનીપરજ પરિષદ ખાનપુર રૂપવાડા મળી હતી. તે સમયે પોતાના જ ઘરમાં કંતાયેલ સૂતરનાં કપડાં પહેરનારૂં સ્વાગતમંડળ રચવામાં આવ્યું હતું, અને તેવા ૧૧૫૨ સભ્યોએ એ શરત પ્રમાણે પોતાનાં જ ઘરમાં કાંતેલા સૂતરનાં કપડાં પહેરીને એ સભામાં હાજરી આપી હતી. દેશની અત્યારની સ્થિતિમાં આ બીના આશ્ચર્યકારક દેખાશે, પરંતુ ઉપર આવી ગયેલી હકીકતો વાંચ્યા પછી એમાં આશ્ચર્ય જેવું રહેતું નથી.

આ બધા નમૂનાઓ જોયા પછી એટલું સમજાયું કે આ વર્ષમાં ૬૧૨ રેંટિયા વેચાયા, ૮૩૩૯ રતલ સૂતર કંતાયું, અને કેટલાકને વણાટનું કામ મળ્યું. પણ આ પ્રવૃત્તિથી રાનીપરજ કોમે સમુદાય તરીકે આર્થિક લાભ કેટલો મેળવ્યો એ બતાવવા માટે રાનીપરજ કોમના ચોપડામાંથી રેંટિયાનું ખાતું ઉકેલીશું:

## રેંટિયાની એક વર્ષની કમાણી

### નફાતોટાનું તારણ

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૯૧૨૨-૦-૦ | સૂતર મણ ૨૦૮-૧૯ ની ખાદી ચોરસ વાર ૨૦૮૫૦ થઈ તેના દર વારે રૂ. ૦ા≡ મુજબના. | ૪૧૭૦-૦-૦ | કપાસ મણ ૬૯૫ સૂતર કાંતવા ઘરમાં સંઘર્યો તેની કિંમતના દર રૂ. ૬) લેખે. |
| ૮૨૦-૪-૦ | કપાસિયા મણ ૪૬૯ના દર રૂ. ૧ાાા લેખે કપાસ મણ ૬૯૫ સંઘરાયો તેમાંથી દર મણે ૨૭ શેર કપાસિયા ઘરમાં રહ્યા તેના. | ૨૨૮૦-૦-૦ | વણકરી ગઇ ખાદી વાર ૨૦૮૫૦ વણાઇ તેમાં દર ચોરસ વારે રૂ. ૦)−ાા મુજબ આપવા પડ્યા તેના. |
| ૧૭૩૧-૪-૦ | રાનીપરજ વણકરો કમાયા. | ૬૪૫૦-૦-૦ | |
| ૧૨૧૭-૪-૦ | સૂતર મણ ૫૫-૫ શેર વણ્યું, તેની ખાદી વાર ૫૦૪૮ થઇ તેના વણકરીના પેદા થયા. | ૫૨૨૪-૦-૦ | ચોખ્ખો નફો. |
| ૫૧૪-૦-૦ | વણકર મદદના. | | |
| ૧૧૬૭૪-૦-૦ | | ૧૧૬૭૪-૦-૦ | |

આમ ખેતીમાં મળતી નવરાશમાં રેંટિયાએ મરચું મીઠું લાવવા એક વરસમાં રૂ. ૫૨૨૪-૦-૦ આપ્યા. પણ આ કાંઇ આખા જ રાનીપરજ પ્રદેશનું કામ નથી. આ તો માત્ર ૧૦૬૨ કુટુંબોનું જ કામ છે. અને તેમાં થોડાએ મણ ઉપરાંત સૂતર કાંત્યું છે, ત્યારે ઘણાએ બશેરથી પાંચ શેર સુધી જ કાંત્યું છે. અને તેઓ હજી આ વસ્તુમાં રહેલા લાભને યથાર્થ સમજ્યા છે એમ કહી શકાય નહિ. ૧૧૦ ગામોમાંથી ૨૫-૩૦ ગામવાળાઓ અને ૧૦૬૨ કાંતનાર કુટુંબોમાંથી

લગભગ ૨૦૦ કુટુંબોએ જ રેંટિયાનો પૂરો લાભ લીધો છે. પણ જેટલું થયું છે તેટલામાંયે રેંટિયાની શક્તિનું દર્શન તો થાય જ છે.

એ પણ સ્પષ્ટ છે કે જે પ્રયોગ સો સવાસો ગામોમાં થયો છે તે જ પ્રયોગ આખા રાનીપરજ પ્રદેશમાં શકય છે. ક્ષેત્ર તૈયાર છે; માત્ર સેવકો અને સાધનોની જ ખોટ છે. તે જેમ જેમ આવી મળતાં જાય છે તેમ તેમ પ્રવૃત્તિનો વિસ્તાર થતો જાય છે. ચાલુ વર્ષ દરમ્યાન મહુવા તાલુકામાં બારતાડ ખાતે (પાછળથી પૂના ગામે) તથા માંડવી તાલુકામાં શઠવાવ ખાતે એમ બે આશ્રમો ખોલવામાં આવ્યા છે. બીજાં કેટલાંક સ્થળોએ જો પહોંચી શકાય તો આજે જ મથકો ખોલવાં જોઇએ એવું છે, પરંતુ પૂરાં સાધનો વગર અને પૂરતી આવડત તથા ભાવનાવાળા સેવકો મળતાં સુધી તેમ કરવાની ઇચ્છા ઉપર અંકુશ મૂકવો પડે છે.

આમાંથી સાધનોનો આધાર જેટલે અંશે પૈસા ઉપર છે તેટલે અંશે ગુજરાત પ્રાંતિક સમિતિએ અમને ચિંતા પડવા દીધી નથી. આવડત અને ભાવનાવાળા સેવકોની ઊણપ પૂરવાનો પદ્ધતિસર પ્રયત્ન હાલ બારડોલી ખાતે ચાલી રહ્યો છે. ત્યાં રાનીપરજના જ યુવકોને આ જ પ્રકારના કાર્ય માટે તૈયાર કરવા જરૂરી એવું શિક્ષણ આપવાને રાની-પરજ વિદ્યાલય ખોલવામાં આવ્યું છે. તેમજ વેડછી આશ્રમમાં વણાટકામ શીખવી રાનીપરજ કોમના જ વણકરો તૈયાર કરવામાં આવે છે.

આ અહેવાલ સમાપ્ત કરતાં પહેલાં રાનીપરજમાં ચાલતી રેંટિયા પ્રવૃત્તિનાં મથકોની યાદી નીચે આપી છે:

**મથકઃ** ૧. વેડછી આશ્રમ; ૨. બારતાડ આશ્રમ; ૩. મઢી આશ્રમ; ૪. શઠવાવ આશ્રમ; ૫. બારડોલી આશ્રમ; ૬. સરભણ આશ્રમ.

આ અહેવાલનો હેતુ રેંટિયામાં રહેલી આર્થિક શક્તિ દર્શાવવાનો છે, એટલે માત્ર તેને લગતા આંકડાઓ અને હકીકતો રજૂ કરીને જ સંતોષ વાળ્યો છે. અને આ પ્રવૃત્તિમાં જે બીજાં અનેક ફળો આપવાની શક્તિ છે, તે રાનીપરજ પ્રદેશમાં આવી પોતાની મેળે શોધી લેવાની વાચકને વિનંતિ છે.

રાનીપરજ કોમ પ્રત્યે અને તેમના આ પ્રશંસનીય પ્રયોગ પ્રત્યે દશે દિશામાંથી સહાનુભૂતિ વરસો એ જ ઈશ્વરને ચરણે પ્રાર્થના.

# કાંતનારાઓનું ગામવાર પત્રક

## ૧

## બારડોલી તાલુકામાં કાંતનાર ગામોની વિગત

| નંબર | ગામનું નામ | કાંતનાર ઘર | ૨૦ થી ૩૦ રતલ કાંતનાર | ૩૦ થી ૪૦ રતલ કાંતનાર | ૪૦ થી ઉપર કાંતનાર | કંતાયેલા સૂતરનું વજન |
|---|---|---|---|---|---|---|
| ૧ | વેડછી | ૩૮ | ૫ | ૨ | ૧ | ૪૭૨॥। |
| ૨ | ટોકરફળિયું | ૨૧ | ૦ | ૦ | ૨ | ૨૧૯॥ |
| ૩ | દાદરિયા | ૨૪ | ૧ | ૦ | ૦ | ૨૦૮ |
| ૪ | અંબાચ | ૨૮ | ૧ | ૦ | ૦ | ૧૪૮। |
| ૫ | સુરાલી | ૧૯ | ૧ | ૦ | ૦ | ૧૩૨॥ |
| ૬ | મઢી | ૭ | ૧ | ૦ | ૦ | ૬૮। |
| ૭ | અલગત | ૬ | ૦ | ૦ | ૦ | ૬૦॥ |
| ૮ | કરવાવ | ૧૧ | ૦ | ૦ | ૦ | ૫૫॥। |
| ૯ | ઇન્મા | ૮ | ૦ | ૦ | ૦ | ૪૪॥ |
| ૧૦ | કલમકુઇ | ૫ | ૦ | ૦ | ૦ | ૩૦ |
| ૧૧ | કીકવાડ | ૨ | ૦ | ૦ | ૦ | ૨૧ |
| ૧૨ | ગોલણ | ૪ | ૦ | ૦ | ૦ | ૨૭॥ |
| ૧૩ | કિકેર | ૪ | ૦ | ૦ | ૦ | ૧૬ |
| ૧૪ | બાલ્દા | ૨ | ૦ | ૦ | ૦ | ૧૧ |
| ૧૫ | વાલોડ | ૪ | ૦ | ૦ | ૦ | ૧૭ |
| ૧૬ | અંબ્યાપોર | ૧ | ૦ | ૦ | ૦ | ૬ |
| ૧૭ | દુધિયા | ૧ | ૦ | ૦ | ૦ | ૮ |
| ૧૮ | બારડોલી | ૨ | ૦ | ૦ | ૦ | ૬ |
| ૧૯ | વીરપોર | ૧ | ૦ | ૦ | ૦ | ૪। |
| ૨૦ | જામણિયા | ૨ | ૦ | ૦ | ૦ | ૧૧ |
| ૨૧ | તીતવા | ૧ | ૦ | ૦ | ૦ | ૫ |
| ૨૨ | પારડી | ૧ | ૦ | ૦ | ૦ | ૪। |
| ૨૩ | ભીમપોર ડુમખલ | ૨ | ૦ | ૦ | ૦ | ૯ |
| ૨૪ | માણેકપોર | ૧ | ૦ | ૦ | ૦ | ૪॥ |
| ૨૫ | મોરદેવી | ૧ | ૦ | ૦ | ૦ | ૫ |
| | | ૧૯૬ | ૯ | ૨ | ૩ | ૧૫૯૫॥ |

૨

## વ્યારા તાલુકામાં કાંતનાર ગામોની વિગત

| નંબર | ગામનું નામ | કાંતનાર ઘર | ૨૦ થી ૩૦ રતલ કાંતનાર | ૩૦ થી ૪૦ રતલ કાંતનાર | ૪૦ થી ઉપર કાંતનાર | કંતાયેલા સૂતરનું વજન |
|---|---|---|---|---|---|---|
| ૧ | ખાનપુર | ૩૮ | ૨ | ૨ | ૦ | ૨૫૨ાા |
| ૨ | બહેડા | ૨૭ | ૧ | ૦ | ૦ | ૨૧૮ાા |
| ૩ | રૂપવાડા | ૨૫ | ૦ | ૦ | ૦ | ૧૮૭ા |
| ૪ | કેલકુઇ | ૧૮ | ૧ | ૦ | ૦ | ૧૨૦ા |
| ૫ | બેડકુવાદુર | ૭ | ૧ | ૦ | ૧ | ૧૦૩ાા |
| ૬ | જેસિંગપુરા | ૧૫ | ૦ | ૦ | ૦ | ૯૬ |
| ૭ | આંબિયા | ૨૩ | ૧ | ૦ | ૦ | ૯૧ા |
| ૮ | પાટી | ૧૨ | ૨ | ૦ | ૦ | ૭૮ |
| ૯ | ઘાટ | ૧૧ | ૦ | ૦ | ૦ | ૭૬ાાા |
| ૧૦ | ઉમરવાવદુર | ૧૦ | ૦ | ૦ | ૦ | ૬૯ |
| ૧૧ | કલકવા | ૧૦ | ૦ | ૦ | ૦ | ૬૭ાાા |
| ૧૨ | બેડચીત | ૭ | ૦ | ૧ | ૦ | ૬૨ાાા |
| ૧૩ | કુલી | ૨ | ૦ | ૧ | ૦ | ૫૩ |
| ૧૪ | કુંડળ | ૧૧ | ૦ | ૦ | ૦ | ૫૬ |
| ૧૫ | ઉમરકસ | ૮ | ૦ | ૦ | ૦ | ૫૦ |
| ૧૬ | કાજણ | ૧૨ | ૦ | ૦ | ૦ | ૪૩ |
| ૧૭ | મકરકુઈ | ૬ | ૦ | ૦ | ૦ | ૪૦ |
| ૧૮ | બોરખડી | ૯ | ૦ | ૦ | ૦ | ૪૯ |
| ૧૯ | ખુશાલપુર | ૪ | ૦ | ૦ | ૦ | ૩૧ાાા |
| ૨૦ | ગડત | ૬ | ૦ | ૦ | ૦ | ૩૨ |
| ૨૧ | ઘેરિયાવાવ | ૨ | ૧ | ૦ | ૦ | ૨૯ |
| ૨૨ | ઉમરકુઈ | ૪ | ૦ | ૦ | ૦ | ૨૧ |
| ૨૩ | રામકુવા | ૪ | ૦ | ૦ | ૦ | ૧૯ |
| ૨૪ | માયપુરા | ૨ | ૦ | ૦ | ૦ | ૧૫ા |
| ૨૫ | બિસાણિયા | ૪ | ૦ | ૦ | ૦ | ૧૦ |
| ૨૬ | અંધાત્રિ | ૩ | ૦ | ૦ | ૦ | ૬ાાા |
| ૨૭ | ડોલવણ | ૧ | ૦ | ૦ | ૦ | ૭ાા |
| ૨૮ | કુંભિયા | ૨ | ૦ | ૦ | ૦ | ૮ા |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૯ | કરંજ ખેડ | ૪ | ૦ | ૦ | ૦ | ૯I |
| ૩૦ | ચીખલી | ૧ | ૦ | ૦ | ૦ | પI |
| ૩૧ | ઉમરવાવ | ૧ | ૦ | ૦ | ૦ | પ |
| ૩૨ | ડોલારા | ૨ | ૦ | ૦ | ૦ | પIII |
| ૩૩ | માલોઠા | ૨ | ૦ | ૦ | ૦ | ૮ |
| ૩૪ | લોટરવા | ૨ | ૦ | ૦ | ૦ | ૬II |
| ૩૫ | કાકડવા | ૧ | ૦ | ૦ | ૦ | ૩III |
| ૩૬ | ખુંટાડિયા | ૧ | ૦ | ૦ | ૦ | ૩ |
| ૩૭ | પૂનાવાડી | ૧ | ૦ | ૦ | ૦ | ૨ |
| | | ૨૯૮ | ૯ | ૪ | ૧ | ૧૯૪૪ |

૩

## મહુવા તાલુકામાં કાંતનાર ગામોની વિગત

| નંબર | ગામનું નામ | કાંતનાર ઘર | ૨૦ થી ૩૦ રતલ કાંતનાર | ૩૦ થી ૪૦ રતલ કાંતનાર | ૪૦ થી ઉપર કાંતનાર | કંતાયેલા સૂતરનું વજન |
|---|---|---|---|---|---|---|
| ૧ | મવરિયા | ૬૨ | ૭ | ૧ | ૧ | ૭૩૯II |
| ૨ | ખરવાણ | ૫૪ | ૩ | ૦ | ૦ | ૪૩૯III |
| ૩ | નળદરા ડુંગરી | ૫૦ | ૦ | ૦ | ૦ | ૨૭૫III |
| ૪ | બારતાડ | ૩૩ | ૨ | ૧ | ૦ | ૩૪૪I |
| ૫ | પૂના | ૨૫ | ૦ | ૦ | ૧ | ૨૪૯II |
| ૬ | દાતરડી | ૧૫ | ૦ | ૩ | ૦ | ૨૦૦ |
| ૭ | પડિયા | ૨૧ | ૨ | ૦ | ૦ | ૧૭૧ |
| ૮ | બીલખડી | ૨૭ | ૧ | ૦ | ૦ | ૧૬૯I |
| ૯ | સગરામપરા | ૮ | ૦ | ૦ | ૧ | ૧૪૩III |
| ૧૦ | બામણિયા | ૧૪ | ૧ | ૦ | ૦ | ૧૩૯ |
| ૧૧ | વાંસકોઈ | ૧૬ | ૧ | ૦ | ૦ | ૧૩૪II |
| ૧૨ | બુટવાડા | ૧૪ | ૨ | ૦ | ૦ | ૧૩૪ |
| ૧૩ | વલવાડા | ૧૫ | ૦ | ૦ | ૦ | ૧૨૦I |
| ૧૪ | ફૂલવાડી | ૬ | ૧ | ૧ | ૦ | ૧૦૦ |
| ૧૫ | કઠૈયા | ૧૪ | ૦ | ૦ | ૦ | ૯૦II |
| ૧૬ | ઝરી | ૯ | ૩ | ૦ | ૦ | ૮૯I |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૭ | માછીસાહડા | ૮ | ૦ | ૧ | ૦ | ૮૫॥। |
| ૧૮ | હળદવા | ૧૪ | ૦ | ૦ | ૦ | ૮૪। |
| ૧૯ | નેવાણિયા | ૧૮ | ૦ | ૦ | ૦ | ૭૬॥। |
| ૨૦ | ઘેડાઇ | ૧૩ | ૧ | ૦ | ૦ | ૭૨। |
| ૨૧ | વેવલ | ૯ | ૦ | ૦ | ૦ | ૫૨। |
| ૨૨ | સાંભા | ૮ | ૧ | ૦ | ૦ | ૫૧ |
| ૨૩ | કરચલિયા | ૭ | ૦ | ૦ | ૦ | ૫૧ |
| ૨૪ | મુડત | ૭ | ૦ | ૦ | ૦ | ૨૫ |
| ૨૫ | વસરાઇ | ૨ | ૦ | ૦ | ૦ | ૨૦। |
| ૨૬ | લસણપોર | ૨ | ૦ | ૦ | ૦ | ૧૫। |
| ૨૭ | વાસાવડ | ૩ | ૦ | ૦ | ૦ | ૨૪ |
| ૨૮ | વાંક | ૨ | ૦ | ૦ | ૦ | ૧૫ |
| ૨૯ | મોરિયા | ૫ | ૦ | ૦ | ૦ | ૨૧ |
| ૩૦ | સાણુદરા | ૧ | ૦ | ૦ | ૦ | ૧૦॥। |
| ૩૧ | ધોલકા | ૧ | ૦ | ૦ | ૦ | ૭ |
| ૩૨ | રાનવેરી | ૨ | ૦ | ૦ | ૦ | ૭॥ |
| ૩૩ | કોસ | ૧ | ૦ | ૦ | ૦ | ૫। |
| ૩૪ | દેવવાસણ | ૧ | ૦ | ૦ | ૦ | ૫। |
| ૩૫ | વેલણપૂર | ૧ | ૦ | ૦ | ૦ | ૩ |
| ૩૬ | વાઘેસર | ૧ | ૦ | ૦ | ૦ | ૨ |
| | | ૪૮૯ | ૨૫ | ૭ | ૩ | ૪૧૭૪॥। |

૪

## માંડવી વિભાગમાં કાંતનાર ગામોની વિગત

| નંબર | ગામનું નામ | કાંતનાર ઘર | ૨૦ થી ૩૦ રતલ કાંતનાર | ૩૦ થી ૪૦ રતલ કાંતનાર | ૪૦ થી ઉપર કાંતનાર | કંતાયેલા સૂતરનું વજન |
|---|---|---|---|---|---|---|
| ૧ | ભડકુવા | ૯ | ૩ | ૦ | ૧ | ૧૮૧॥। |
| ૨ | શાઠવાવ | ૧૪ | ૧ | ૧ | ૦ | ૧૧૬॥। |
| ૩ | પૂના (માંડવી) | ૧૨ | ૧ | ૦ | ૦ | ૧૦૦ |
| ૪ | માકણઝર | ૬ | ૦ | ૦ | ૦ | ૩૮ |
| ૫ | ગામતલાવ | ૩ | ૧ | ૦ | ૦ | ૩૩॥। |
| ૬ | જંખવાવ | ૪ | ૦ | ૦ | ૦ | ૨૫। |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૭ | બારતાડ | ૪ | ૦ | ૦ | ૦ | ૨૩ા |
| ૮ | દેવગઢ | [illegible] | ૦ | ૦ | ૦ | ૧૩ાાા |
| ૯ | તલઆડા | ૩ | ૦ | ૦ | ૦ | ૭ |
| ૧૦ | રૂપણ | ૧ | ૦ | ૦ | ૦ | ૬ |
| ૧૧ | પાણીમોપડી | ૧ | ૦ | ૦ | ૦ | ૭ |
| ૧૨ | લખિયાકુવા | ૧ | ૦ | ૦ | ૦ | ૬ |
| ૧૩ | લાખગામ | ૨ | ૦ | ૦ | ૦ | ૬ |
| ૧૪ | કાટકુવા | ૨ | ૦ | ૦ | ૦ | ૬ાા |
| ૧૫ | મોપડી | ૧ | ૦ | ૦ | ૦ | ૫ |
| ૧૬ | લુહારવડ | ૨ | ૦ | ૦ | ૦ | ૩ાાા |
| ૧૭ | જુનવણ | ૧ | ૦ | ૦ | ૦ | ૨ાાા |
| ૧૮ | તલાવકુરેત | ૧ | ૦ | ૦ | ૦ | ૧૧ |
| ૧૯ | ગુંદિયા | ૧ | ૦ | ૦ | ૦ | ૨ાા |
| | | ૭૨ | ૬ | ૧ | ૧ | ૫૮૬ |

## સોનગઢ તાલુકામાં કાંતનાર ગામોની વિગત

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | ઘાસિયામેડા | ૪ | ૦ | ૦ | ૦ | ૧૯ાાા |
| ૨ | ઉખલદા | ૩ | ૦ | ૦ | ૦ | ૧૯ |
| | | ૭ | | | | ૩૮ાાા |

ચુનીલાલ સાંકળેશ્વર મહેતા

પ્રકાશક: ખુશાલભાઈ મોરારજી પટેલ, મંત્રી, સ્વરાજ્ય આશ્રમ, બાર[illegible]
મુદ્રક: સ્વામી આનંદ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ.